દેસો. એમ દુઃખ દીધામાં કાંઇ બાકી ન રાખી. ભાઈ જમુનાદાસના સેવ્ય ભોજન કરી પોઢયા હતા ત્યા બ્રાહ્મણુ બારણે બેસાડી બડે મધ્યાને હવેલીમાંથી એણી રીતે પધરાવ્યા તે જોઈ જે કો સુધર્મી હતા તે ત્રાહી ગાહી કરી રહયા ને જે વૈશ્નવ રૂડા ને જેને રૂડા કરી જાણતા હતા તેહનો આ ઉગ્ર ધર્મે કાંઇ મુલદોષ વિચારીને અંગીકાર ન કર્યો માટે તે ધર્મથી અલગા રહયા ને ઉલટા વિજાતી દ્રોહીના પક્ષપાતી થઇ તેણે પણ એહોને ઘણું દુઃખ દીધું.

તે ઉપર બીજે બાલકે તથા એહોના અધીકારીએ લોકોનું ઘણું સમાધાન કર્યું. જે અમારી હવેલીમાં ઘર આપું, ત્યાં રહો. અમારી ભોમી આપુ ત્યાં ઘર બાંધો પણ એ લોકોએ તો ઉતર દીધો જે અમો તો ઠાકુરના સેવક છીએ તે બીજે ઠામ રહીએ તે ઉચીત નહીં, જો રહીએ તો અમારા પ્રભુના ઘરમાં, નહીં તો કહીં સ્વતંત્ર રહીસું.

એમ જયારે એણે ઉપર અતીસે પ્રપંચ થયું ત્યારે એ ધર્મના રક્ષક, કેવલ ધર્મી સ્વરૂપ, ધર્મ સ્થાપક, સ્વકીયના પક્ષક, અનન્ય ધર્મ પ્રિય, અનન્ય ધર્મીના અંતર આત્મા ભકત આરત હર ભકત વીરહ કાતર અકલિષ્ટ કર્મા એહવા દયાસાગર અતિ કરૂણાલ શ્રીપ્રાણુ આધાર શ્રી ગોકુલેશજીને એ લોકોનો કલેશ અસહ્ય થયો ત્યારે ઇચ્છાને બલે અનુભવ પ્રગટ કરી સ્વકીયને રૂદે આયુર્ભાવ કરી હૃદયારૂઢ પોતે થઇ એમ ઉપજાવ્યું જે એક ન્યારો નૌતન ન્યારો સ્થલ વિચારીને આપણુ સ્વકીય સર્વ ત્યાં ઘર બાધી રહીએ.

એ ઇચ્છા ને તેમાં એમ ઉપજાવ્યું. ત્યાં ભાઇ જમુનાદાસ તો પ્રથમજ અભાગ્ય પછી બીજે ઠોર રહયાનો સામર્થે વિચાર કર્યોજ હતો ને એહજ વ્યોતમાં હતા ને તેહવે તો એ ઉપાધી ઉઠી તે સર્વ કો રહેવાના સ્થલો વીચારાવીચાર કરતાજ હતા ત્યારે ભાઇ જમુનાદાસે સ્વકીય સર્વને તેડી લાવી જમુનાઘાટ ઉપર એ સ્થલ દેખાડયો જે અહાં નિવાસ કરીએ. ત્યારે અનેક અનુભાવ આજ્ઞા સાનુભાવ પ્રત્ય સાથે એ સ્થલ રહેવા નિશ્ચય કર્યો જે શ્રી ગોકુલથી એ દુર તથા વૃજભુમી તથા શ્રી યમુનાજી નીકટ નીરાવરણુ સ્થલ જોઈ એ સ્થલ નીરધાર્યું.

તેહજ રાત્રે કોઇ ભાગ્યવાને દીઠું જે મહા મહેદ આવી એ સ્થલે ખુંટીને પ્રથમ ગાદીને મીઠાઇ વાંટી. તે સમાચાર સાંભલી સર્વ કોઇ પ્રસન્ન થયા. પછે ઇચ્છ ને સામર્થે "શ્રી ગોકુલેશપુર" એ નામ ધરી એ ભોમી સમારી શુધ્ધ કરી ઘર બાંધ્યાના વ્યોંત કીધા.

ત્યાં પ્રથમ સવંત ૧૭૧૪ ફાગણુ વદ ૧ ના સોમવારે દિન ઘડી ૫૩ પલ ૫૫ સમે કોટની નીમને મુહર્તે નીમ દીધી એમ મુહુર્ત કીધું. તે ઉત્સાહ ઉપર યાવદ સ્વકીય ચેતન ભાવાપન હતા તે સર્વ આવી ટોલે મલ્યા. ત્યારે મથુરાના ત્રીકમદાસ છીપણીઆ તથા વૈરાડીના વૈશ્નવ તથા મહાકાલ પંડયા પછે ગોપાલદાસ વ્યારાના તથા ભાઈ ગોકુલદાસ નાગર એ શ્રી ઠાકુરદ્વાર જે રહયા હતા તે એ ઉત્સવને સબંધે કુટુંબ સહિત અહીં આવ્યા. તે એ મુહુર્ત ઘણું સંભ્રમ સાથે ઉત્સવ હવા. ભાઈ શ્યામદાસ કલ્યાણજી ભાઇ વ્રજદાસ નાગરદાસ તથા માધવભાઇ તથા ભાઈ તુલસીદાસ ગાંધી એ ચારે જણે મલીને સખડીના ઉત્સવ કર્યા. તે સમય કારણુ મઈ ઉત્સાહ પ્રગટ હવો તે વખતે કયાં લગી લખાય. એ અનુભવિકવેદ્ય છે.

પછી સર્વ કો જઈ એ ભોમી ઉપર ઉભા રહયા. તે રાત્રે સ્વપ્ન અવસ્થાએ આજ્ઞા હવી જે શ્રીમહા પ્રભુજી તથા મહા ભાગ્યરાસ શ્રી મોહનભાઈજીએ સ્થલ ઉપર દર્શન આપ્યું. જાણે શ્રીમહા પ્રભુજી લાઠી સોહે ઉભા છે ત્યારે શ્રી મોહનભાઇએ ગોપાલદાસ વ્યારાના (જે મારૂં નામ) તેહાને આજ્ઞા દીધી 'જે ગોપાલદાસ એ ભોમી ઉપર કાંટા ઘણા હશે ને શ્રીજીએ અહીં નિત્ય પધારવું થાશે છે ને અમને કાંટા વાગે છે' એમ કહી પોતાને પગે કાંટો લાગ્યો છે ત્યાં પાટો બાંધ્યો છે તે દેખાડયો ને આજ્ઞા દીધી જે 'એ ભોમી તું સિધ્ધ કરાવ.'

તે આજ્ઞા માની લઇ પ્રાતઃકાલે મારા કુટુંબ સહિત વૈશ્નવ સર્વ અરૂ મજુર લગાડી ભોમી શુધ્ધ કરી. એ ભોમી ઉપર પ્રથમ બોર હીંગરોટ તથા અખેરીયા એમ કાંટાના વૃક્ષ છોટા તથા કાંટા ઘણા હતા તે સર્વ કાઢી નાખી પછે ભોમી શુધ્ધ કરાવી પછે કીધા ઉપરાંત રાતે જલપાન કર્યું એણી રીતે એ પ્રસંગ હવો. પછે એણે મુહુર્તે કોટની નીમ દીધી ત્યાં નગારાની જોડ તથા વાજીંત્ર પખાવજ તાલ કિર્તનીયા તથા વૈશ્નવે ગાન કર્યા. સ્રીજને ધોલ ગાયા, પહેરામણીઓ બંદીજનને વસ્ત્ર વાગા અનેક આપ્યા. શ્રીજીને ભોગ સમર્પ્યો, પ્રસાદ અપાયો 'એહવે અનેક સંભ્રમે એ નીમનું મુહુ-રત હવું. ત્યાર પછી સાં. ૧૭૧૪ ફાગણ વદ ૧૧ ગુરૂવારે રાત્ર ઘડી ૨૩ ધન લગને ઘરની નીમનું મુહુરત. સાં. ૧૭૧૭ શ્રાવણ સુદી ૯ બુધવારે રાત્રે પ્રથમ ઘડી ૪ શ્રીજી નૌતન ઘર બાંધ્યા ત્યાં આસને બેઠા. દ્રઢવાસ કીધો. પ્રથમ ઘર આવી વસ્યા તેના નામ શ્યામદાસ કલ્યાણજીનું ઘર, માધવદાસ ભાઈ, વ્રજદાસ નાગરદાસ, તુલસીદાસ ગાંધી તથા શામોભાઇ પ્રથમ એ આવી વસ્યા.

અનેક અનુભાવ સાનુભાવ સ્વપ્ન આજ્ઞા સાથે શ્રી ગોકુલથી અનેક સંભ્રમ સાથે અનેક વાજીંત્ર નગારા ઉંટ ઉપર ઘોડા ઉપર સહેનાઇ તાલપખાવજ પંચ શબ્દના નિરઘોષ કીર્તનીઆ ગાયક ભાટ માગદ ભટ બ્રાહ્મણ સાથે અનેક રચ રાખ્યો. વૈશ્નવ ઘોલ અને સ્રીજન મંગલ ગાતા ગાતા ચાલે. સાથે બીજા અનેક સમાજે જયજયકાર સહિત પધારી શુભ આસને બેઠા ત્યાં મંગલ કલસ, આરતી ન્યોછાવર અનંત થઇ. શ્રીજીકને બ્રાહ્મણને ગાયો અપાવી. માંગદ બદીજન વાજીંત્રીયા ભાટ કવી તથા ગુણીજન આદિને વસ્ત્ર દ્રવ્ય પામરીયો અને આભુષણ અનેક અપાવ્યા, ભેટ ભોજન વૈશ્નવોને ભોજન અનેક મંગલ ઉત્સાહ હવા, ભીક્ષુકને અવારી દાન અપાયા, બારણે કેલો રોપી તોરણ સાથી આ વાજીંત્રના નિર્દોષ સાથે અનેક ઉત્સાહ હવા તે કયાં લગી લખીએ ? ભગવાને અનેક ઉત્સાહે અનેક દ્રવ્ય ખરચયા.

શ્રી ગોકુલેશપુર વિષઇક જેજે અનુભાવ સ્વપ્ન આજ્ઞા થઇ છે તેનો વિસ્તાર લખે તો ઘણો વિસ્તાર થાય માટે અવટંક માત્ર લખું છું. કેહેને એ લોક ઉપર દોષ આવ્યો તેણે સ્વપ્નમાંજ વિનંતી કરી જે રાજ એ લોક અનુચીત કરે છે. તેહને આજ્ઞા દીધી જે 'અનુચીત કહા રે એ મેરો કરવાયો કરત હે.' એવા વચન કહી તેના સમાધાન કરે. તે પછી અહીં આવી હાથ જોડી નમન કરી જાય ને કહે જે તમે ધર્મ આચરો છો તે સત્ય છે તથા કેને ઘર આસન બેઠાનું મુહુરત પહેલા આવી બેસે ને આજ્ઞા દે જે મેં

તો પહેલે આય બેઠો હું તુમ ઇચ્છા આવે તબ મુહુરત કરો. કેહને ઘર મુહુરતથી પહેલા આવી બેઠા ને આજ્ઞા દીધી જે તુમારે મુહુરતકું વિલંબ હોએ તાતે મેં પહેલાહી આઇ બેઠો હું. વેરાડી પરમ ભગવદી મેઘોભાઇ રહે તેહને આજ્ઞા દીધી જે તું ઇહાં કયોં બેઠો રહયો મેં તો શ્રી ગોકુલમાં બેઠત હું તું ઇહાં કોનકું આરોગાવત હે ? એમ કહી મોં ઉપર તમાચો માર્યો. તે જાગ્યા પછે અહીં આવી ઘર કર્યા. કેહને ખાતા દેઇ બલે ઘર કરાવ્યા કેહને કહ્યું જો મેં ઇનકે ઘર સિધ્ધ કરૂંગો. જેને દ્રવ્ય નહીં તો તેને દ્રવ્ય મલ્યું કેહને કો કરજ ના આપતું હોય તો તેને બલે કરજ આપી ઘરનું કાજ કરાવ્યું. કાઠ તે દેશમાં ન હતો તે અનંત કાઠ ઘર બેઠા મલ્યો. ઇંટ વરી ચુનો ઘેર બેઠા મલ્યો. કેના ઘર માસ ૧-૨-૩ માં સિદ્ધ થયા, કેહને ઘરે મોહોસલી કીધી. શ્રી મસ્તકે ઉપરેણો હાથમાં લાઠી ચરણારવિંદે કાંટા ભાંગે સર્વને ઘેર જોતા હિંડે આજ્ઞા દે જે એમ કરો, આમ બાંધો, ચોક આમ કરો એમ અનેક અનુભાવ આપ્યા છે તે કયાં લગી લખું. એણે પ્રકારે એ સ્થલ સિધ્ધ થયો. ને એ ભાગવાન વસ્યા તેના નામ લખું છું.

શ્રી ગોકુલેશપુરમાં જે ઘર બાંધીને રહયા ને સ્વતઃ કેવલ ઇચ્છાએ કરી અપણાવી રાખ્યા તેના નામ લખું છું. અહીં રહેવાને ઘણા લોકે ભુમી લીધી વિચાર કીધો પણ ઇચ્છા નહીં તે કેમ આવે. જેણે ઘર બાંધ્યા, સેવ્ય પધરાવ્યા ને પાલખી સીદ્ધ કરી વૈશ્નવ લેવા ગયા. નવે ઘેર જલ ભરાવ્યા, સાથીયા તોરણ સર્વ કર્યું પણ તેને એ સ્થલે રાખવાની ઇચ્છા નહીં તે ન આવી શકયા. તેહનું પ્રમાણ પ્રસિધ્ધ લખું છું. જે મનોહરદાસે ઘર મહાભાગ્યરાસના દ્રવ્યે બાંધી સિધ્ધ કીધા ને પોતે આવી વસવાનો સમંત નિરધારી સર્વે સાજ કીધો ને તે સમે ઉપર ના કહી જેહું ન આવું ને આવી ન શકયા તેનો અનુભાવ આગમ કો દિવસ પહેલો દીલ્હીમાં વેણીદાસ નાગર હતા તેહોને થયું જે સ્વપ્નમાં શ્રીજીએ દર્શન આપી આજ્ઞા આપી જે મનોહરદાસ ન આવેંગો ઇનકી ઇચ્છા આયવેકી, હે હમકું ઇચ્છા નાહીં. એ આજ્ઞા થઇ તે વેણીદાસ ભાઇએ દિલ્હીથી કાગલ ભાઇ તુલસીદાસ ગાંધીને લખી મોકલ્યુ જે અહીં આવો પ્રસંગ થયો. છે તે કાગલ વાંચી સર્વ વિસ્મય થઇ રહયા જે એતો આવેજ છે તો એમ આજ્ઞા કેમ થઇ ? પછી પ્રતિ વશાન એણે તે સમે ઉપર ના કહી ત્યારે ઇચ્છાનુવર્તી કારણ જણાયું જે જેહને અહીં રાખવાની ઇચ્છા હતી તેહજ રાખ્યા તેહોને તેડી આજ્ઞા દેઇ બલે વસાવ્યા. ને જેહની ઇચ્છા નહીં તેના બડાઓના દ્રવ્યનો અંગીકાર કરી. ઘર બંધાવ્યા પણ તેહને આવવા દીધા નહીં.

એહવી ઇચ્છાની રચનાએ એ સ્થલ સીદ્ધ કર્યો ને વલી સ્વકીય વસાવ્યા. હવે જે ભાગ્યવાન ભગવદીએ ઇચ્છાને સામર્થે એ સ્થલે નિવાસ કર્યો તેહના નામ લખું છું ભાઇ શ્યામદાસ કલ્યાણજી, ભાઇ વ્રજદાસ તથા નાગરદાસ, ભાઇ સુંદરદાસ ગાંધી, નારાયણ જાની, ભાઇ જમુનાદાસ મુકુંદદાસ, માધવદાસના ભાઇ ભાવાનું ઘર, ભાઇ મેઘોભાઇ, ભાઈ ગોપલદાસ બઢૈયા ભાઇ ગોવિંદદાસ સુરતિ, ભાઇ ત્રીકમદાસ છીપણીયા, ભાઇ મધવદાસ કાલોલીયા, ભગવાન ભાઇ, ભાઇ મગનભાઈ ભાઇ ગંગાજીની નીમ ભાઇ ગોપાલદાસ વ્યારાના, ભાઇ ગોકુલદાસ રતનજી ભાઇ મોહનદાસ જીવરાજ ભાઇ મહા

પંડીત ગોવર્ધનદાસ ભાઇ
આગ્નરાસ શ્રી મોહનભાઇજીના દ્રવ્યનું ઘર પણુતીભાઇ, પંડીત ગોવર્ધનદાસ ભાઇ કૃષ્ણદાસ દોલતા
માધવદાસ ઠકોરાઇના દ્રવ્યનું ઘર, ભાઇ માધવદાસ વીસલનગરી, ભાઇ કૃષ્ણદાસ ગોરા છે ભાઇ
વાડી ભાઇ વલ્લભદાસ શ્રી ચંદનો બેટા શ્યામદાસ ગોકુલદાસ કૃષ્ણદાસ દેણીદાસ સોથા
ભગવાનદાસ તથા સુરજીભાઇ કેશવદાસ વડોદરના ભાઇ શામભાઇ દેણીદાસ સર્વ થકી એ સ્થલના
રામજીભાઇ માધવ લહુજી ભાઇ વલ્લભદાસ તુલસીદાસ તથા સર્વ થકી એ સ્થલ પ્રગટ થયો સાંભલી પોતાના
દહવાસી કપડવણજના ભાઇ શ્યામદાસ વિઠ્ઠલજી એણે સ્થલ પ્રગટ થયો સાંભલી પોતાના
દેશથી પોતે તથા શ્રી સદપાત્ર કાહાનાભાઇ તથા પુત્ર પૌત્ર વહુઓ દીકરીઓ જમાઇ
તથા નારાયણદાસ વડોદરાના સર્વ સાથે સેવા પધરાવી અહીં આવી રહયા.

રહીને સ્થલનો ઘરનો વૈશ્નવ સમાજનો મીલાપનો ખાનપાનનો પ્રસંગતાનો ભગવદ વાર્તાનો લીલાનો ગાનનો તથા પ્રભુનો અનુભાવ સાનુભાવનો એ સર્વ રસનો અનુભવ કર્યો તથા વડોદરાના દેસાઇ વલ્લભદાસ રૂદ્રજીએ પણ એ સ્થલે સનમુખ થઇ આન્યા એણે પણ અહીંનો અનુભવ કર્યો.

હવે શ્રી ગોકુલેશપુરના ઘર જે ઇચ્છાને સામર્થે એ ભાગ્યવાન ભગવદી કને શ્રીજીએ સિધ્ધ કરાવ્યા તે ઘરની રચના લખું છું. તે આણી રીતે સિધ્ધ થયા. શ્રીમહા પ્રભુજીની બેઠક, રાજ તિબારી, સેજ્યા મંદીર, પીઢાઘર ઘોતીઘર ભોગઘર પ્રસાદી, અણુ પ્રસાદીના સ્થલ ચાંદની ચોક, રસોઇ ઘર ધુમના વ્યારના અંચે પુરીઘર જલઘર રાવલા પ્રસાદી ચોક રાવલો ને વૈશ્નવના ભંડાર વૈશ્નવને રહેવાના સુવાના બેસવાના પ્રસાદ લેવાના ઠામ ઓરડીઓ સીઢીઓ ઠામઠામ પરનાલા કુંડીઓ રાવલા પ્રસાદી કુઆ મીઠા વરતવાના ઠામ ગૌશાલા અટાલીયો ઠાંડ ગવાખા સંચે એવા અનેક સેવાના સૌકર્જ તથા તેડાના સ્થલ નાહવાના સ્થલ એવી અનેક રચનાના ઘર સિધ્ધ થયા તે એ વૈશ્નવના સુખ એ મહેલ એહોનો પ્રતાપ જોઇ પ્રજલી રાખ થયા ને કો બોલી શકયા નહીં. ને જે કો આસ્તિક હતા તેણે એ પ્રકાર જોઇ કહયું જે કોઇ અમાપ શકિત છે એ જીવની કૃતિ નથી કેવલ ઇચ્છા વિના એમ થાય નહીં.

હવે જે એ કલેશ રૂપી નીમિત પ્રગટ કર્યું, વૈશ્નવ કને શ્રમ કરાવ્યો ને પોતે આજ્ઞા દીધી તેનું પ્રયોજન શું ? એમ કહયું જે ઇચ્છા વિના પાત ડોલત નાહી ને પાત ડોલે છે તેમાં કાંઇ કારણ છે ને આતો આવડો પ્રસંગ, આ ભાંતની ઇચ્છા કોણ અને કારણ શાશા નિમિતને થઇને તે યથામતી લખું છું. યથારથ પ્રયોજન તો જેણે એ કીધું પ્રગટ કીધું તેહજ શ્રીમહા પ્રભુજી જાણે પણ બાહયાત્ય કારણ મારી બુધિને અનુસારે જણાવું છું તે કારણ જે જણાયું તે લખું છું. તે કારણ જ્ઞાપિત થાસે તે લખું છું બાકી પ્રભુનો અલૌકીક અભિપ્રાય જાણવા ત્યાં કેનું સામર્થ નથી.

શ્રી મહા પ્રભુજીએ પોતાની અભિલષીત ઇચ્છાને વિચારે એ સ્થલ વિચાર્યો છે તે લખું છું. એમ એક વાર બડા ઘર સાથે કલેશ થયો હતો ત્યારે પોતે ઘોડેસ્વાર થઇ એ સ્થલ પર આવી ઉભા રહયા ને આજ્ઞા દીધી જે હમ યા સ્થલ ઉપર વાસ કરેંગે, હમ ઇહાં રહેંગે એવો નિશ્ચય કરી પધાર્યા પછે પોતે તેણે સમય ન બની આવ્યો પણ પ્રભુ એ સત્ય સંકલ્પ વચનાચલ ઇશ્વર એહોની આજ્ઞા મિથ્યા ન થાય માટે તે વચન

પ્રમાણુત્રાને કાજ એ અંતરંગ ભગવદીયોનો અહીં નિવાસ કરાવી પોતે અહીં નિવાસ કર્યો ને પોતે અહીં સ્થિતિ કરી.

એક સમય સૌભાગ્ય મણી તિલક મહા ભાગ્યવતી શ્રી વીરબાઇજી તથા સ્વરૂપ નૈષ્ટીક ભાઇ શ્રી માધવદાસ સુલતાનપુરીએ કેવલ સ્વરૂપ 'યાબુ'ભાવથી વચન કહયા હતા જે એ શ્રી ગોકુલથી કોએલા સુધી એહવો વાસ થાસે જે એ સર્વ એક થાસે. એહવી આજ્ઞા તે ભાગ્યવાને દીધી તે એણી ભાંતે એ લોકનો નિવાસ કરાવી તે મહેદનું વચન સાફલ્ય કર્યું.

જેણે સમય અભાગ્યનો પ્રસંગ હવો ને સ્વરૂપ પર દ્રષ્ટમાન નહીં તેણે સમય મહા ભાગ્યરાસ જેહને આયુષભુત સ્વરૂપ એહવા જે મહેદ વર શ્રી મોહનભાઇજી તે આણે સ્વકીયસું વિચાર કર્યો જે હવે એ સ્થલે ન રહીએ પછી વિચાર્યું જે જ્યાં જલનું સૌકર્જ હોય, સ્થલ રૂડો હોય ત્યાં જઇ રહીએ. પછે ત્યાં તે ન બન્યું ત્યારે આજ્ઞા દીધી જે તે ભલું આગ્રામાં શ્રી યમુનાજી ઉપર એતદ સબંધી સ્વકીય સર્વ એકઠા થઇ રહીયે એ નિશ્ચય કર્યો, પોતે ત્યાં ગમન કીધુ પણ સ્વકીય સહિત એકાંત નિરાવરણ રહયાનો વિચાર કીધો હતો તેનું વિચાર્યું મિથ્યા કેમ થાય ? તે અલૌકીકતાએ દર્શન આપી અનુભાવસું સ્વકીયને અનુભવ કરાવ્યો. સ્વકીયને નિરાવરણતા એ સ્થલે રાખી મનોરથ સિદ્ધ કીધો.

એક સમય સર્વોપરતર પરમ નૈષ્ટિ ધર્મનીય ધર્મના રક્ષક સેવારસ પ્રગટીકરણ ભાંઇ શ્રી ગોકુલભાઇજીએ પ્રથમ વિચાર કીધો હતો તે લખું છું. વિઠલરાયજીના અમલમાં ભૈયા રઘુનાથદાસ તથા એ વિજાતી પાંચ સાત મલી ભાઇ જમુનાદાસ સાથે ઝુઝન પગ ધોઅણનો તથા ધર્મી ,ધર્મનો કલેશ ઉઠાવ્યો તે એઠકમાં ઘણો કલેશ થયો તે એ સર્વ ભાગ્યવાને સાંભલ્યો ત્યારે આજ્ઞા દીધી જે એ કલેશ નથી કર્યો, એ હું સાથે કીધો છે, અમો જે પોતાને દેશથી અહીં આવ્યા છે તે સ્થલે રહેવાનું સાધન વિચારી નથી આવ્યા, અમો એક વસ્તુ અર્થે અહીં આવ્યા હતા તે વસ્તુ અમારીએ અલૌકીક દેખાડયું ને અમો અહીં પડી રહયો છું તે ઘણું નથી ને તે ઉપર વલી અમારા ધર્મમાં ક્ષિત કરવા હિંડે છે. એહવા ઘણા વચન કહી આજ્ઞા દીધી જે એ સ્થલ ન રહીએ.

પછી શ્રી યમુનાજી ઉપર સ્થલ જોવરાવી વિચાર કીધો જે આપણુ સર્વ સ્વકીય અહીં એકઠા થઇએ. વલી એકવાર પ્રસાદ લઈ મધ્યાને સુતા હતા ત્યાં ગાંધી તુલસીદાસ તથા ગોપાલદાસ વ્યારાના આદિ વૈશ્નવ ચાર પાંચ હતા ત્યાં ધર્મી ધર્મ ને દુષ્ટના વચન ઉપર પ્રસંગ ચાલ્યો ત્યારે એ ભાગ્યવાને વચન કહયા જે સાંભલોરે ! હું કહું છું તે તમો સાંભલજો, જે કોઇ શ્રી ગોકુલથી હવે ચાર ડગલા અલગો રહેશે તેના ધર્મ રહેશે, હવે અહીં નહીં રહેવાએ. જે કો તેઓ સરખા થઇ રહેશે તેણે ત્યાં રહેવાસે, તમો ત્યાં નહીં રહેવાય. એવા વચન ૨-૩ વાર ફરી ફરી કહયાં. ખભે હાથ લગાડી લગાડી કહ્યું તેકો પાસે બેઠા હતા તેણે સાંભલ્યું. માટે ભાગ્યવાનના વિચાર શ્રીજીએ સિદ્ધ કરી એ ભગવદી સમાજને શ્રી ગોકુલેશપુર પ્રગટ કરી ત્યાં રાખીને મહેદનું વિચાર્યું પ્રમાણ કર્યું.

એક ત્યાં શ્રી ગોકુલેશપુર પ્રગટ કીધાનું કારણ જે એ અછુતુ અનન્ય પ્રાગટય તે અનન્ય ભકતને અનન્યતાનું દાન કરીને અનન્ય ધર્મ પ્રગટ કીધો. શા માટે ? જે અનન્ય ગોકુલ સ્વામી અનન્ય કૃત શ્રી ગોકુલ એ શ્લોક જે શ્રી ગુસાંઇજીએ પ્રગટ કીધો છે તેહવો અર્થ સિદ્ધ થયો, સાર્થક અહી એ કીધો. શા માટે ? જે આધુનિકમાં બીજે સ્થલે તો કો કેહેને ભજે છે કો કહેને ભજે છે, અભેદ બુદ્ધે અનુસરતા દિસે છે. પણ કેવલ ગોકુલ સ્વામીના અનન્ય બીજે સ્થલે ન હવા તે શ્લોક જે પ્રગટ હવો છે તેહનો અર્થ અહીં સિદ્ધ કીધો છે, ગોકુલ સ્વામીને ગોકુલેશપુરના અનન્ય ને ગોકુલેશપુર ગોકુલ સ્વામીનું અનન્ય. એક એ કારણ જે શ્રી ગોકુલને વિષે શ્રી આચાર્યજીની સતા, શ્રી ગુસાંઇજીની સતા, સાતે બાલકની સતા, ઠાકુરદ્વાર વિષે શ્રી નાથજીની સતા માટે અહીં કેવલ નીરાવરણ લૌકીક અલૌકીક કેની સતા જહાં નહીં, સ્વતંત્ર અછુતી ભુમી, અછુતો સ્તંભ, અછુતુ ધામ, એહજ પ્રભુનું નામ ને એહોનીજ સતા જયાં અન્યનો સબંધ નહીં અન્ય સબંધથી રક્ષા કરી કેવલ સ્વરૂપ આશ્રય આપી અન્યાવરણથી એ ભકતોની રક્ષા કરી અન્યાશ્રય દુર કીધા. જે એહોના કેવલ એ સ્વરૂપ ભજનીય અનન્ય છે તેને બીજા અન્યાવરણમાં કેમ રાખે ? માટે એ સ્થલ પ્રગટ કરી એ સમાજ અહીં રાખ્યો.

એક એ કારણ જે સર્વોપર તર અનન્ય ધર્મ જે વેદે, ભાગવતે અને ગીતાએ શ્રી આચાર્યજી, શ્રી ગુસાંઈજી અને શ્રીમહા પ્રભુજીએ જે ધર્મ પ્રસિદ્ધ પ્રમાણ તે ધર્મનું બિજ સંસારમાંથી જાતું હતું એ ધર્મ રાખવાનો જેહનો ભરોસો ધરતા હતા તે એ ધર્મ મુકી રહયા ને સ્વરૂપ ઇતીરકત બીજે સ્થલે દૈવત વિચારી ધર્મ મુકયો ત્યારે શ્રીમહા પ્રભુજી અનન્ય ધર્મ પ્રિય અનન્ય ધર્મના પક્ષપાતીએ પૃથ્વીમાં સ્વરૂપ ધર્મનું બીજ રાખવા પોતાના સ્વકીય ઉપર કૃપા કરી નિરાવર્ણ સ્થલ શ્રી ગોકુલેશપુરમાં નિવાસ કરી અનન્ય ધર્મ જે કેવલ સ્વરૂપ ધર્મનું બીજ વાવ્યું જે એ ધર્મ એ લોકો કને ન રખાવત તો એ ધર્મ સ્વરૂપ રસાતાલ ગયો હોત પણ કેવલ સ્વરૂપ બલે રક્ષા કરીને એ ભગવદી દ્વારા રક્ષા કરાવી. એક એ કારણ જે જો એ અલૌકીક ને અનન્ય ધર્મની રક્ષા ન કરાવત તો સર્વ બાલકના સેવક સરખા કરી જાણત. કહેવરાવી સાતે ઘરની આરતી જોતા રઝલતા હીંડે છે તેમ થાતા પણ કેવલ રસરૂપ સ્નેહે લપેટયો અનન્ય ધર્મ ભેદ બુદ્ધિ વિના એ ખીર નીરનું તારતમ્ય કેમ જાણત. માટે એ તારતમ્ય પ્રગટ કરવા એ લીલા પ્રગટ કરીને પોતાના સ્વકીયની ઉગ્રતા પ્રગટ કરી.

એહવા એ કારણ એ જે શ્રીજી એહોના સહાયે થઇ જે જે એહોના અન્યાશ્રય હતા તે સર્વ એહને જાણી પ્રીછી કરવા પડતા હતા, સઘળા લોક નિમિતે કરવા પડતા હતા તે ઇચ્છાની સહાયે કરી વિજાતીના દ્રોહ સહેજે દુર કરાવ્યા. જો તે અન્યાશ્રય એ લોકો પોતેથી મુકે તો એહને પક્ષપાત દોષની લોક વાંછિત થાયે પણ અનાયાસે એ લોકોને શ્રમ કરવો ન પડયો ને દ્રોહીના દ્રોહ દ્વારા તેણે બલે કરી એહના અન્યાશ્રય છોડાવ્યા તે અન્યાશ્રયના નામ વિસદ કરી થાય નહીં.

એક એ કારણ જે શ્રીમહા પ્રભુજીએ એહોને અલગા રાખી અનેક આવરણથી સહજમાં રક્ષા કરી. યદ્યપી એ નેષ્ટાવાન છે પણ લૌકીક જીવમાં

વિચરે છે તેણે કરી તથા કેટલું એક આગલાની કાણે કરી તથા કેટલું એક કાજ રૂઢે કરી તારતમ્ય થઇ આવે નહીં તે શ્રીજીએ કેવલ સ્વરૂપ બલે રક્ષા કીધી. શામાટે? જે પોતાની વસ્તુ અન્ય વિનીયોગ થવા દે નહીં. દેહ પ્રાણ ઇન્દ્રીય દ્રવ્ય ઉદિપન મન પર્યંત જે પ્રભુએ પોતાને વિષે ભકતી વિનીયોગ કરાવી છે ને વિનીયોગ કરી છે તે અન્ય વિનીયોગ કરવા કેમ દે? માટે જેહની એ પ્રકારે રક્ષા કરવી હતી તેહને એ સ્થલે રાખી રક્ષા કરી. એક એ કારણ જે શ્રીમહા પ્રભુજીએ એ લોકને નિરાવર્ણ ન્યારા રાખી વિજાતીના ઘરથી દુર રાખી ખાનપાનથી રક્ષા કરી જે ભાવ વિજાતી. જાત વિજાતી, વરણ વીજાતી નીવેદન વીજાતી તેહના ઘણી આજ સર્વ એકત્ર થઈ ખાનપાન કરે છે, સાતે ઘરની આરતી જોતા હિંડે છે. એવા અભેદ બુદિધને ઘેર તેહોમા એકઠા રહી ખાનપાન અન્યો અન્ય લોટી આપવી લેવી પડત પણ પ્રભુએ અનાચારથી રક્ષા કરી. અભ્રષ્ટા ભ્રષ્ટ એકઠા રહી થાવુંજ પડત, સંસર્ગતાએ વરણ આસકતતા થાત તો ત્યારે આચાર ભષ્ટ થાત. અહીં શ્રી ગોકુલેશપુરમાં વિજાતીનો સંસર્ગ નહીં, સંભાષણ નહીં.

એક એ કારણ જે શ્રીમહા પ્રભુજીએ પોતાનાથી એ ભકત કને મોટું કારજ કરાવ્યું ને ભકત મોટા કર્યા તે લખું છું. જો પોતે અગાધ સીધી ભગવદ માર્ગ ચાલ્યો આવે છે તેનો એક ધર્મ વૈશ્નવ ધર્મનો વેસ તે માલા તિલકની રક્ષાને કાજ કાશ્મીર સુધી શ્રમ કર્યો. પોતાના ઘરનો ત્યાગ કર્યો ને સોરમ જઇ રહયા ને તે ધર્મ રસાતાલ જાતો રાખ્યો ને અહીં ભકત કને ભકિતમાર્ગ જે શ્રી આચાર્યજી પ્રગટીત શુધ્ધ પુષ્ટિ માર્ગ તેનું રહસ્ય જે કેવલ ધર્મી ધર્મ જે અનન્યતા સહિત કેવલ સ્વરૂપ ધર્મ તેનું બીજ આ સંસારમાંથી જાતું હતું તેહની આ મહા ભાગ્યવાન ભગવદી કને જે પ્રસિદ્ધ જગત વિદિત રક્ષા કરવાવી પોતાનાથી અસાધારણ મોટું કાજ એ ભકત કને કરાવ્યું ને સર્વથી પોતાથી પણ એ ભકતનું પ્રાબલ્ય અધિક પ્રગટ કર્યું. એક એ કારણ જે શ્રીમહા પ્રભુજીએ એ ભાગ્યવાન સમાજ વૃજભુમીમાં શ્રી ગોકુલને નિકટ શ્રી યમુનાજીને નિકટ એટલા માટે લઇ રાખ્યો જે એહને પાક્ષક દોષની કહાવત ન થાએ, નહીં તો પરસ્પરને દ્રોહે કયાં દુર જઇ વસત તો દ્રોહના કરનારા કહેત જે કેવા વૃજભુમીથી આ સ્થલથી અલગા રહયા ને નાસી ગયા. માટે શ્રીજીએ કેવલ સ્વરૂપ બલે નીકટ રાખ્યા ને પાક્ષક દોષ લાગવા ન દીધો. જો એ લોક એણે સ્થલે માટીના ઘર ને છાપરા બાંધી રહયા હોત તો દ્રોહી કહેત જે આ હવેલીઓમાંથી ઘર મુકી મુકી નીકલ્યા ને છાપરાઓમાં રહી વિપતી ભોગવે છે. તે શ્રીજીએ ઉતમોતમ અલૌકીક ઘર સિદ્ધ કરાવ્યા. જયાં પ્રથમ રહેતા હતા ત્યાં નીપટ અસૌકર્જ હતા. સેવાનું આસન ને પાસે પરનાલો, દુર્વાસ થઇ રહે, પોઢવાનું રસે સૌકર્જ નહી. દીવો કરીએ ત્યારે દર્શન થાય એવું હતું ત્યાં સેવાના સૌકર્જ શ્રીજીની બેઠક, સેન મંદિર, પીઢાઘર ચાંદની ચોક, ધોતીઘર, ભોગઘર, રસોદઘર પુરીનાઘર જલઘર જલના કુઆ ચોક આંગણ વૈશ્નવના ઘર ભંડાર તિબારીઓ અનેક રચનાઓના ઘર સિધ્ધ કરાવ્યા.

તે એક એ ઘરનોજ પ્રતાપ જોઇ દ્રોહી નીચું જોઇ રહયા ને તેહનું પુરૂં અભિમાન મર્દન થયું. એક કારણ એ જે શ્રી ચરણાર્વિંદે વેગ પહોંચ્યાનું એ સ્થલ દ્વારા પ્રગટ

કર્યું. જેકો વિપ્રયોગી દર્શન આતુર છે, જેને શ્રીમુખ જોયાની આરત રહે છે તેહને અહીં રહેથી વેગ શ્રી ચરણારવિંદની પ્રાપ્તી થાય છે. એક એ કારણ જે સ્વરૂપ ધર્મનું બીજ રાખીને એ ધર્મ જગતમાં પ્રસિદ્ધ કરી ઉદ્યોત કર્યો. આ લોકને અનુભવ કરાવી દેખાડયો જે સ્વરૂપ ધર્મ આવો છે ને તે આવી અનન્યતાએ સિદ્ધ થાય.

એક એ કારણ જેજે રસ છે તે સ્વરૂપ પરીવસાઇ છે ને સ્વરૂપ ઉપયોગના છે પણ તે રસનું પોતેથી પાન કરી શકતા નથી માટે તે રસ ભકતને વિદ્રોહ સ્થાપન કરી અને ભકતને ભાવે એ રસનું પોષણ કરી અને ભકત દ્વારા એ રસનું પાન કરી સચુ પામે છે તેમ અનન્ય ધર્મ રસ છે તે ભકત પરીવસાઇ છે, એ ભકતનો ધર્મ છે. શામાટે ? જે શ્રીમુખે આજ્ઞા દીધી છે જે જ્યાં અનન્યતા ત્યાં સ્નેહ અને જ્યાં સ્નેહ ત્યાં રસ. જો પ્રથમ અનન્યતા નહીં ત્યાં સ્નેહ શાનો અને સ્નેહ નહીં ત્યાં રસ શાનો ? માટે અનન્યતા તે ભકતનો મુખ્ય ધર્મ છે તો જે રસની અપેક્ષા કરીએ તે સાથે રસ સરખા થઈ મીલીએ તો તે રસ પામી માટે પ્રભુએ પણ ભકતના અનન્ય રસની અપેક્ષાએ પોતે પણ અનન્ય થઇ એ ભકતને અનુસરી અનન્ય રસનો સ્વાદ ચાખે છે માટે એ અનન્ય રસ એ ભકત દ્વારા પ્રગટ કર્યો. પોતે અનુવવ કરવાને.

હવે જે મહા ભાગ્યવાન ભગવદી જે કને એ અસાધારણ ધર્મ ને અનન્યતા સહિત સ્વરૂપ ધર્મ તેહની રક્ષા કરાવી એહોને આ લોકમાં સર્વકો ભરૂચી કહી કહે છે. ભરૂચીના નામનું એ કારણ જે મહા ભાગ્યવાન ભગવદી હવા તેહોના નામ પણ જગત વિદિત જગત વિક્ષાત હવા તો નામનો વિસ્તાર શો લખું ? અનન્ય મુગટ મણી કૃપાપાત્ર વાછલરસ પરાયણ પુષ્ટિ રસારૂઢ સેવા રસ રસીક પ્રભુનું હાદ્ર જ્ઞાત અતિ ઉદાર પ્રભુના મનોરથ પુરક સ્વાર્થ રહિત પરમ ત્યાગી આચાર શુદ્ધ અતિ ચતુર સ્વચ્છ પવિત્ર ભાવાગર પ્રભુ વઇશૈક કાર્જ દક્ષી નેષ્ટાવાન ભેદ બુધ્ધિ જેણે કેવલ નિરાવર્ણ સ્વરૂપનો રસ સ્નેહ આશકત ને વિશનત્વે અનુભવ કર્યો ને કરે છે એહવે અનેક ગુણે બિરાજમાન છે તે તથા તેહોના સંગી જે એ ધર્મને અનુસરતા, જેહને એ ધર્મ રૂચે છે ને જે કો એ મહા ભાગ્યવાનની કૃતિનું અનુકરણ લઇ રહયા છે તેહોને ભરૂચી કહીએ છીએ બાકી ભરૂચ ગામમાં વાસ માટે કોઇ ભરૂચી ન થયા. જેહને વિષે એ ધર્મ છે તેહને ભરૂચી કહીએ છીએ. એ ભાગ્યવાનને સ્વરૂપનું દાન કરી અનન્ય ધર્મની રક્ષા કરાવી તેહનું કવીતે કાંઇ એક વર્ણન કર્યું છે તે કવિત લખું છું.

## કવિત

જીન શુભ માર્ગકી ટેક પેજ કરી રાખી આનીકે કહેને નાખી વે રહે આપહી પચી
શ્રી આચારજ માર્ગમો ધર્મ જો અનન્યતા કો શ્રીમુખ વચન જ્યુત રાખ્યો ઉરમો સચી
શ્રી ગોકુલેશજીને ગોકુલેશપુર વાસ દીનો રીઝે મન માંઝ કૃત સબ ઇન રૂચી
એસે ન અવની પર આન આધુનિક માંઝ ધન્ય ગોકુલેશજીકે સેવક ભરૂચી

વાત્સલ્ય વિવિધ રસ ભાવ ભેદ બુદ્ધિહી કો સેવા સુખ રૂપ ન કોય તે રંચ હું વચી
કેવલ સ્વરૂપ બલ સમજે ન આન કછુ એઇ રૂપરસ જીન રાખ્યો ઉરમેં સચી
યાહીકે સબંધસું સબંધ નિશદિન જાકે એહી ગુનગાન અંગ અંગમેં રહ્યો રચી
દ્રઢતા અનન્ય અરૂ ઉદાર આચારી અનુપ એસે ગોકુલેશજીકે ભાવ તે ભરૂચી

સેવા સુખરૂપ રસ ભાવ ભર નેહ ભરી વાત્સલ્ય સહિત કરે તન અરૂ વિતકી
ગોકુલેશજીકે ચરણાર્વિંદ કે મધુપ એઇ પુરૂષાર્થ ન જાને ઇત ઉતકી
સાધન અરૂ ફલ ફલ સાધન સ્વરૂપહી મો રૂપ કે રસીક મનવૃત યહ ચીતકી
દ્રઢતા અનન્યતા રૂઢે કરી ખાનપાન સુધો સોઇ તો ભરૂચી જાકે લછના એ નીતકી

શ્રી ગોકુલેશજીકે ચરણાર્વિંદ હી સુરત અનત ન વસ્તુ બુદ્ધિ તુચ્છ કે ગીનાઇએ
જા કે સંગ તે સ્વરૂપ ગોકુલેશજીકો નિત રહે ઉર અંતરમો પ્રગટ જનાઇએ
જાકે આચરણ કૃત હી મેં અનુભવ પઇએ એહી અનુકરણ સો દેખે મન ભાઇએ
જાકે મન વચ દર્શન વલ્લભ પરમ ધન એસે ભરૂચીકો ભાગ્ય પુરે સંગ પાઇએ

પરમ અનન્ય ગુન સીલસે સહેજ જાકે એસે ગોકુલેશજીકે ભાવ તે ભરૂચી
જાકે ફલ અર્થ સબ એહી ચરણાર્વિંદ રસીક સ્વરૂપ લીલા નીત ઉરમેં સચી
સ્નેહ ધર્મ રીત બલ પ્રબલસું ગાજી રહે જગત પ્રસિદ્ધ કૃત્ય સેવા કોન બચી
કાહુપે ન બની આવે કરે કોન સરવર લહે કોન મર્મ સ્પષ્ટ આહુન યહ રચી

અચલ અટલ ઉર સ્થિતિ ચરણાર્વિંદ એસે એ ભરૂચી ગોકુલેશજીકે ભાવતે
તેજ પુંજ પુંજ રસ પાન ન સમાન કોઉ સેવા સુખદાઇ કરે પ્રિય તે સોહાવતે
ગુઢ ગોપનીય જાકે ભાવ અનુભાવ સમ જોગ ભોગ ઉપયોગ નિત ઉપજાવતે
ટેકતે ન ટરે પરે ગાઢી વાટે ચીતવૃત એક એકને સરસતા તે યહ નામતે

પ્રગટ સ્વરૂપ સેવા કરવેકું જાનવેકું આનવેકું ઉરભર સ્નેહ કે સ્વરૂપ હે
રૂચી જ્ઞાનવાન રૂપ લહે એસો કોન આની રતીવાન દાન પાન ભક્તિ રસ રૂપ હે
સકલ વિવેક કે અનેક એક એક ભેદ હસી ગતી મતી ભાવ રસકે અનુપ એ
ગોકુલેશજીકે મન ભાવતે ભરૂચી ભજે યહ ચરણાર્વિંદ પુષ્ટિ પથ પ્રિત કે

અનુભવ સિદ્ધ ઓ પ્રસિદ્ધ પરમા વિધ નિધી રીધી વીધી સેવા સુખ ધામએ
પ્રગટ પ્રાગટ્ય પુરૂષોતમ પ્રમેય રૂપ અતુલ સ્વરૂપ ભજનીય કામએ
હિત ચીત રતી ચરણાર્વિંદમો હે અતિ સુમતિ સુદત દ્રષ્ટ ભકત તાકો નામએ
સો ગોકુલેશજીકે મન ભાવતે ભરૂચી ભજે સ્નેહ વિશનત્વે અનુરકત આઠો જામએ

ગોકુલેશજીકે ચરણાર્વિંદ હી સુરત અનત ન જાએ મન એહી ચિત લીજીએ
એહી રસ લીલા ગુનગાનહી કો પાન કરી અરૂ એહી રસહીમેં આઠો જામ ભીજીએ
એહી મનોરથ મન માંઝ હોવે નિશદિન તો તો સબ છાંડી સંગ ભરૂચીકો કીજીયે

ભાવ ઉદબોધક સ્વરૂપકે નિરોધ એ ગુઢ રસ બોધક પ્રબોધક
પ્રમેયકે સેવાકે શીક્ષક સુધર્મહીકે પક્ષક અનન્યતાકે ગુરૂ રસ પોષકએ
એ નેહકે પ્રભુકે સુખ આરતી એ પરમ પરમાર્થી એ સ્વાર્થ ન ગીને સુખ ગીને નહી દેહકે
આરાધની ભજની ઉપાસી ગોકુલેજીકે એસે ભરૂચી ભાવ પુરક સ્નેહ કે

પરમ પુરૂષ પુરૂષાર્થ સ્વરૂપ યહ ગોકુલેશજી રૂપ જીન મહાનીધી પાઇ હૈ
એઇ સર્વસ્વ ધન જીવન હૈ જાકે નિત યાકે પદ વલ્લભકી રજ મન ભાઇ હૈ
એહ વિનુ આન ન સુહાઇ ફલ સાધનકું આરાધન એહી અરૂ એહી સુખદાઇ હૈ
નિરહેત હિત સુખ વાત્સલ્ય પરાયણ હૈ સોઇ તો ભરૂચી ના તો ઓર હુ અવાઈ હૈ

હવે એહવું શ્રી ગોકુલેશપુર પરમા વિધિ સ્થલ તેહનું કવિતે શ્લોકે કરી જેણે તેણે ભાગ્યવાન તે સ્થલનું વર્ણન કર્યું છે તે નામ સહિત લખુ છુ – પ્રથમ ત્યાં વિઠલરાયજીનો જમાઇ વ્રજનાથ ભટે વર્ણન કર્યું છે તે લખુ છું –

રાજત હે ગોકુલેશ ગોકુલેશપુર મેં, જાકી દેખત હી ભાંતિ છતીઆ સીરાત જાત
ધરી ધીરી નહીં કાંત પેઠ રહે ઉરમે, જોઇ જઇ જાએ સોઇ તન મન સુખી હોએ દેખે તાહી
ગીનત નીઠુરમેં, મંગલ ગાવત નારી ભારી ભીર ભકતનકી બાજે બાજત હૈ
ગુની ગાવે આછે સુરમે, સુંદર મંદિર બને તામે અતિ સને રાજત હે
ગોકુલેશ ગોકુલેશપુરમે

જાકી દેખત હે ભાંતિ દુર દુઃખ ભજે જાય ગએ તે નજીક જીક હેત જાએ દેખીયે
ગએ દરબાર જેસો હે ભ્રાજે પ્રેમ પુંજ આવે નેક આવે આગે ભાગ જાયગો વિસેખીયે
આંગનમો ગએ અંગ અંગમો આનંદ હોત ગએ તે તિવારી ભારી સુખ નેન પેખીયે
ગોકુલેશપુરમાંઝ મંદીરમો ગોકુલેશ બેઠે દેખ જન્મ સુફલ કરી લેખીએ

જહાં ત્યાં ગાવત બજાવત મંગલ હોત દેખે એક છીનુ પુજતી તે સાધ ઉરકી
ભકતનકી ભીર ત્યાં કેસી નીકી લાગત હૈ જીકો સુખ દેની છાતી ભીડત અસુરકી
જબલો નીરખે ન તબલો ન જાને વાકો રૂપ જબ જાયે દેખે તબ પરે શીશ ભુરકી
મોદ ન સમાત મનમેં નેન ન અઘાતકે હું દેખત છબીલી છબી ગોકુલેશ પુરકી

પ્રભુ મન ભાઇ ભઇ જીન જાન્યો ઓર કછુ શુભ સુખદાઇ બેઠે આનંદ ભરત હે
જાકે મન જોઇ આસ સોઈ સબકી પુરાઇ કરી નથુરાઇ સબ દુખનકું હરત હે
ગાવત ગુન ને સુખ પાવત ભગવત પુંજ ભાગવત પ્રભુકુ હસી પ્રેમસુ ઢરત હે
રાજત શ્રી ગોકુલેશ ગોકુલેશપુર માંઝ ગાંધી તુલસીદાસકો ઉર શીતલ કરત હે

હવે ભાઇ વિશ્નુદાસ ભાટ શ્રીજીના સેવક તેણે વર્ણન કર્યું છે તે લખું છું –

કાલીંદીને કુલે સુખ પુંજ અનુકુલે તાંહાં ગોકુલેશ નિજ પુર રચ્યો યહ જાની કે
વાજન અલૌકીક બજે છે એહી ઠોર આયે સોઇ ઠોર ઠહેરાઇ પ્રમેય પ્રમાની કે
ચરણ કમલ છાયાતે કાહુ વિછુરે નાહીં અબહું વહ ઉછાહા ઇચ્છાએ પ્રેમ સાનીકો
પછ સ્વચ્છ સાંવ નવુ ધાનું રાધા દસમીમે વેદ ઉધરન રૂપ લગ્ન સબે આની કે

કેવલ કૃપા કાલ દુષ્ટનીન સુઝત હે તાકો મદ મર્દનકું ઇચ્છા એસી નીકી હે
ત્યારે કે વસાએ વીન આપને અનન્ય જન જીનકી દિસા વિવસ ભાવ રસ ભીની હે
ત્યાં પ્રતિબંધક વીરોધી કીન પરે છાંહ તેસે મંદિરની પ્રતિજ્ઞા પ્રભુ લીની હે
સો મે ઘોસકી ઉજારી પ્રેમ સુધા ભરી ભરી સાધી પરી ધરી પ્યારી ગોકુલેશ નીમ દીની હે

હવે ગોકુલદાસભાઇ નાગર કૃત લખીયે છીએ -

ભકત રાજકે વચન રતન તેસી બની આઇ મંદીર જમુનાજલ સ્વચ્છ સજન
સુખદાઈ પરમ વિચિત્ર રસાલ સકલ શોભાકો સાગર ગુનીવંત રહી
આયે છેહી રૂતુ જુત કુસુમાકર ભકત રૂદે પ્રફુલ્લિત કુમુદ ઉદીતચંદ
આનંદ ઘન રાજે ગોકુલેશ ગોકુલેશપુર ધન્ય સ્વકીય જનકે સદન

વાસ ગોકુલેશ પુરકો પરમ સફલ રૂપ રમણી અનુપ સ્થલ શોભા રહી છાંએકે
ટકે ધીરતા અનન્ય ભકત ગોકુલેશજીકે રૂચી માન નિજ વસે સબ આયકે
સ્વતઃ સ્વાધીનતા આધીનતા ન કાહુ ભાંતિ કરત હે સેવા પદ કમલ લોભાય કે
શ્રી વલ્લભ સમાજ જુત ગ્રહે ગ્રહે પ્રતિ રાજે પુરન પ્રમેય જુત દુંદુભી બજાય કે
દેખી સમાજ સ્વકીય સુખ ખાનપાન વિધિ સ્નેહે રહીએ ઇનમો આઇકે
ઉપજત તે છીનું એહ.

હવે વેણીદાસ નાગર કૃત

વાસ સુખરાસ અતિ ગોકુલેશપુરકા જુ જહાં ગોકુલેશજીને આપુ વાસ કીયો હે
નવલ નીરૂપમ એ ઉપમા ન આવે કોઉ દેખત હી શોભા સ્થલ હુલસત હીયો હે
નીપટ નીરાવર્ણ આવરણ અન્યતે ન જાની સુખ અનન્યકો અનન્ય કરી લીયો હે
ભવન ભવન સૌકર્જ સેવા મંદિર કો ગાન ખાનપાન એકરસ કરી દીયો હે

અપને ચરણ તરલ પાવનેકો ફલ સો તો ગોકુલેશને ગોકુલેશપુર કીયો હે
જોઇ સાંગી અંગ કેસો આતુર દરસ અતિ અંગ સંગકે વિછોહ વૃથા વાકો જીયો હે
આરત અસહી જાકી તાકી હરવેકે હેત આવરણને કાઢી નિરાવર્ણ ઠોર દીયો હે
સોઇ આપુ આપુથે જુથસે અભિલાખ ભર મનોરથ પુરણસું હુલસત હીયો હે

શ્રી ગોકુલેશજીને ગોકુલેશપુર વાસ કીનો હે રાખે ત્યાં તેઇ આપ મન માને હે
પરમ અનન્ય અનુભવી રસ અંગઅંગ એઇ, ચરણારવિંદ થેઅ કરી જાને હે
ઇતહી સુરતિ સદા લહે નાહીં આની કછુ સ્વરૂપ રસ માંઝ રહે નિત સાને હે
મહદ વચન જેસો રચના તેસી બનાઇ કરી મન ભાઇ સુખદાઇ એ સુહાને હે

શ્રી ગોકુલેશજી ગોકુલેશપુરમાંજુ વાસ કીયે સુખરાસ મન ભાયા સુખ પાયો હે
કુટીલ કટોર કું નાહીં સંગતે જુ યહ નિપટ નિરાવરણ નયોહી બનાયો હે
લેશ ન પ્રવેશ જ્યાં આન સબંધ કો જુ વલ્લભકે વલ્લભકો ભયો મન ભાયો હે
સહિત સમાજ ભઇ મનકી ભઇએ સબ પ્રભુ જસ કીર્તન પ્રતાપ બઢાયો હે

દોહા -

ગોકુલેશપુર પ્રગટ કરી પુરીઇ અનન્ય જન આસ અનન્ય સ્વરૂપ અનુરકતકો કીયો સ્વતંત્ર વાસ
નિજ ઇચ્છા જેસી હતી તેસી પુરઈ આસ નિરાવર્ણ કરી રૂચીર અતિ ગોકુલેશપુર વાસ
સ્થલ અતિ સ્વચ્છ સોહામણો શ્રીયમુનાજીકે કુલ શ્રી ગોકુલતે નિકટ અતિ રચના રચી અમુલ
શ્રી ગોકુલેશજીકો દરસ હરત દુષ્ટતા મન હોત શુદ્ધ અંગ સંગ સબ રહે ન મલીનતા તન
રહે ન મલીનતા તનમનકી દીશા જાત ફરી સ્વકીય ભકતકી વાસ પ્રભુ જુત યહ પ્રભાવ કરી
દીજે ઇહાં નિવાસ ભાવ ઉપજત તબહી ઉર વલ્લભ લીલા નિત્ય નિત્ય શ્રી ગોકુલેશપુર

### કવીત – શ્રી ગોકુલેશપુરકો દરસ દીની હે

એહ નીમ સુખ સીમ હિત સ્વયકીય કે અચલ અટલ નિર્ભય દ્રઢ કરીકે
કોટ જો ઓટ ભરી મોહ સુખ સમોહકે ઇચ્છા હીકી રક્ષા કરી દીની હીત ભરીકે
સ્થલ હું અનન્ય અરૂ નામ અનન્ય રાખ્યો આપુને હી નામ ગોકુલેશપુર ધરીકે
રાખે હી અનન્ય તાંહાં આનકો ન ગંધ જ્યાં પ્રબલ પ્રતાપ આપ બલ વસ રસ ઢરીકે

પંથ જો અનન્યતાકો રાખ્યો આપને હી બલ લીનો હે સુજ સજન કીર્તી બઢાય કે
ટેક ધીરતા અનન્ય દ્રઢતાઇ ભાવકી જુ મુલ હે એ સ્નેહ કોસો અભય ગઢાય કે
રચી રચના સુઠોર નવલ નિરૂપમ એ ગોકુલેશ પુર નામ અછુતો કઢાય કે
રાખે ત્યાં અનન્ય જાકું આનકી ન ગંધ લાગે ઇનહીકું દીયો જશ મેરૂસો ચઢાય કે

નામ હું લેત ન હોએ અન્યાશ્રય આશ્રય આનકી રાખી ન ગંધે
હોવેહી સહેજમેં જોઇ બાધક દુર કીયે જુ સબે પ્રતિબંધે
રાખે અનન્ય સબ ઠોર જ્યાંહાં નહીં આનકે ભાવકી સંધે
નામહુ અપનો ઠોરહુ તો તન કેવલ આપના યોંહી સબંધે

નૌતન ગામ વસાઇ કે ન્યારોહી વાસ કરાયો હે જુ મન માને
પાક્ષકકે દોષ લગે ન કાહુ વીધી નાતે કરી વીધી અપને જાને
જોઇ અનન્ય સ્વરૂપ અનન્ય કે તાહી કીયો એ સ્વરૂપકો દાને
સોઇ મનોરથ સુવસે આય નગારે બજાયે બજાયે સુથાને

જોઇ મનોરથ ભાંતિ જીંહી જીંહી આણે ધરી ધરીકે ચિત લગે
કરત હી વાસ હુલ્લાસ બઢયો મનમેં રહી ન આધ્ય હોત રંગ મગે
ઉત્સાહ ઉછવ આનંદ મંગલ ખાનપાન રસે રસ પગે
સમાજ સ્વકીયમેં વલ્લભ રાજ ડોલત હી સંગ એ જગે

હવે ગોપાલદાસ બ્યારા કીધા કાવત લખીએ છીએ

દેખે સબ ભવન ગવન ગ્રંથ દ્વારા હરી ફરી ફરી શોધે હે સદન સુરપુરમે
એહ લોક પરલોક લોક લોકમેં લખી એ વાત ગાત ગાતમેં ન માત આનંદી ઉરમે
અવનીય પર આધુનીક ભયો ભાવતે ભયો મહદ મનોરથ જુ હતો મનધુરમે
અચલ ઉદ્યોત કરી સુવસી વસાયો શુભ ગોકુલેશપુરસો ન પુર તિહોપુરમે

દુષ્ટ અનુરોધ કે વિરોધ મનમાંઝ ધરી હીત ભરી ગોકુલેશજીને એસી કીની હે
પરમ અનન્ય જા સ્વરૂપ રસ માર્ગ કે જાકી મતી નીજ રૂપ રસમાંજ ભીની હે
સોઇ ન્યારો કરીકે વસાયે સબ એક કરી સ્નેહ ભરી કૃત ઇનહીકી માની લીની હે
ન્યારોહું પે ન્યારો અરૂ પ્યારો પ્રાન વલ્લભકું ગોકુલેશપુર નામ નીમ દીની હે

પરમ અનન્ય જો સ્વરૂપ રસ મારગ તે જાકો મત વેદ ભાગવતજી ગાયોએ
યાકો ઉન્નતા પ્રતાપ દેખીકે અધમ અંધ દ્રોહ આપ સમ કીનો જેસો જા સોહાયો એ
તાહાં તાતે અપેક્ષાસું રક્ષા કરીવે જતન કરી કીયો એક એકન્યારો જોઈ મન ભાયો હૈ
શ્રીગોકુલેશજીને ઇચ્છા પ્રગટ અનુભાવ જુત ગોકુલેશપુર નામ ધરીકે વસાયો હે

કોટ શુભ ઓટ દુષ્ટહુથે કરી આપ બલ પ્રબલ પ્રસિદ્ધ રક્ષા ઇચ્છા જુત કરી હે
અચલ સુદ્રઢ નીમ દીની પ્રેમ મારગકી દ્રઢતા અનન્ય ટેક દી સબ ભરી હે
કેવલ સ્વરૂપ ધર્મકે રૂપકે ભવનમાંઝ ભાવ રચના વિધીકી અવીધી ટરી હે
ભકતકે મન ભુમ આસનસું દીન બેઠે ગોકુલેશપુર ઇચ્છા જેસે રસ ઢરી હે

નરપુર પ્રગટ પ્રવિન ગોકુલેશપુર એસો પર તિંહાપુર વારી વારી ડારીએ
ઇનહીકો નામ સુખધામ એ પુરણ કામ ઉરમાંથે આઠો જામ નેક ન વિસારીએ
કૃતાર્થ રૂપ અર્થ સાધક અવની પર આરત સકલ હર દીયેથે ન ડારીએ
સ્વકીયને હેત નિજ સ્વરૂપ સમેત આપ વસીકે વસાયો યહુ લીલા પર વારીએ

ગુની ગન અમર અનેક શેષ શારદાસું મીલી મીલી ગાયો હે તોહુ પારહુ ન પાયો હે
વ્રજ અવતાર વ્રજ ભોમીકો મુગટ મણી વ્રજહીકી શોભા વ્રજજન મન ભાયો હે
રમણ પરમ ધામ પુરણ સકલ કામ ભકતહીકે હેત અબ આપ પ્રગટાયો હે
મહેદ મનોરથથે આધુનીક અવની પર ગોકુલેશપુર ગોકુલેશજી વસાયો હે

જહાં રીધી સીધી નવ નીધી આઠો જામ આય વાસ કરી રહી તીન સબે સુખ પાયો હે
મહેદ મનોરથે કેવલ કૃપાકે બલ ગોકુલેશપુર ગોકુલેશજી વસાયો હે
દુરા અભિમાની બોલ તે કુવાની આપ ઇનકો પ્રતાપ દેખી સબે શીર નાયો હે
ભકતનકો ભાયો પાયો અભય અચલ પદ જાકો શુભ જસ તિંહા લોકમાં ગાયો હે

ઉગ્ર ધર્મકી અપેક્ષા કરી રક્ષા કરવેકું મહદ મનોરથ એ વાંચનીક કીયો હે
આગે ગાઢ પરે પગ છાંડીવેકી ભાંત માની ઘરમાંઝ ઘુસે કાહુ ધર્મ છાંડી દીયો હે
જેસે માલાકે પ્રસગ ધરમની ધરમ દીત છાંડીકે ભવન ધર્મ અપનો એ લીયો હે
તેસી કરતુત ગોકુલેશપુર વસ કીની ધન્ય તુ મહીકું ઉપમા ન કોઉ વીયો હે

પ્રાગટય પ્રગટ પુરૂષોતમ પ્રમેય રૂપ પરમ અનુપ એ અછુતો આની ધર્યો હે
મારગકી મેડ અરૂ મેડ પુષ્ટિ પુષ્ટિ હી કો દોઉ ઉત્કંષ્ટ ધર્મહુ કો શોચ હર્યો હે
પહેલે માંલા મર્યાદ રાખી પનપેજ કરી અબ પક્ષપાત પ્રેમ પંથહુકો કર્યો હે
સ્વરૂપ સ્વજાતી મધ્ય પાતી રસ મારગકે ગોકુલેશ પુરમાં વસાય કાજ સર્યો હે

પ્રતિદિન મંગલ મનોરથ અનેકસું ગોકુલેશપુરકી ગલી સોહાગ ભરી હે
શોભા ભરી સુખભરી ભાવકે સમોહ ભરી નિત શ્રી ગોકુલેશજીકે પદ અનુસરી હે
સ્વચ્છતા પવિત્રતાકી પરમીત કહાંલો કહું સોઉ તો પવિત્ર હોત જાકે દ્રષ્ટિ પરી હે
રમન વિરામ ધામ ધામ આવાગમનકું સ્વકીય સબનકું અછુતી આની ધરી હે

કરત રસોઈ પરચારક કોઠો ન્યારો સેવાકુ સુખદ સોયવેકું સ્થલ વીચો હે
બેઠક વિસાલ વહુ બેટીન કી ઠોર ન્યારા રાજત અટારી દેખે ભારી સુખ દીયો રે
સંપુર્ણ વ્રજ જમુનાજી નિત નેમ ઓર એસો ઠોર આપુ જગદીશ માની લીયો હે
સીતમો સોહાએ સબ રૂતુ ગુન પુરી વીન છાનકો ઘો દાન ગોકુલેશજીને દીયો હે

મંગલ મહોરછવ અરૂ ઉત્સવ ઉત્સાહ ભર આનંદકી નીધી નીત ગોકુલેશપુરમેં
અનુભવો અનુભાવ જુત સમય વિરૂદ્ધ શુદ્ધ પ્રતિદિન દેખીએ સમાયે નહી ઉરમેં
જહાં તહાં સેવા સુખરૂપ પ્રતિ મંદિરમો પ્રગટ સ્વરૂપ એસો નાંહી તીહાંપુરમેં
સુખકી અવધી નીરવીધી હું કહાંલો કહો એસો સુખ કાહુ સ્વપ્નમો ન દેખ્યો પુરમેં

સ્થલ અરૂ જલ તો એ પ્રસિદ્ધ પહેલે હી હતો સ્વકીય વસાયે ભાયે તાતે માન તાઈ મઈ
જહાં આવાગમન કરી મન રસદાન હિત આજલોં ન દેખી સુની ભઈ અબહી નઈ
એસો દાન દે વિલંબકી અપેક્ષા ઇચ્છા કરી હિત ભરી ફલ સીધી કીની સોઈ નઇ
સોઈ સમે જાની ગોકુલેશપુર વાસ દીનો કીનો મન ભાયો અરૂ કીરતી સબે છાઇ

દ્રોહ દ્વેષ દોષ નાહીં લૌકિક કલેશ નાંહી આનકો પ્રવેશ નાંહી ગોકુલેશપુરમેં
અહંકાર અસત વિચાર પ્રપંચ ન રંચ એસી શુદ્ધતા ન દેખી સુરહુકે પુરમેં
એસે પ્રાણ વલ્લભ કે પ્રિય પ્રાણ વલ્લભ સો નિશદિન આઠો જામ રહો મેરે ઉરમેં

જગત પ્રસિદ્ધ રાજધાની ગોકુલેશજીકી પ્રગટ પ્રસિદ્ધ નાંહીં નેક છાની હે
વાજત નગારે લે વસાયો ગોકુલેશપુર સોઇ આની રાખે જાસો આપુ રૂચી માની હે
અયોગ્યતા કી યોગ્યતા સંયોગસું કરી દુર કર ન નિકટ આવે જેઇ અભિમાન હે
જેઇ બડભાગી અનુરાગી આપુ સોઇ કીનો જાકી મતી સ્વરૂપ રસીલે રસ સાની હે

વૃહયો વસુધા પર એ ઉપર સબની પરતરહું તે તર ગોકુલેશપુર નામ હે
સૃષ્ટિ સ્વરૂપ સાનુભાવસું નિવાસ જહાં સ્થલ એ અલૌકીકકો રમન વિરામ હૈ
ગોપ્ય અરૂ પ્રગટ અલૌકીક અરૂ લૌકિક એ પ્રગટ પ્રત્યક્ષ માન દાનહુકો ધામ હૈ
જેસો જાકો વરન હૈ તેસો તાહે દીઠે પરે એ દીઠહીકે ગુનદોષ એ તોરકા કામ હે

શ્રી યમુનાજીકે કિનારે કરામાત કાહુ દરતી ગામ હુઆ આવાદાન ગોકુલેશપુર નામ હે
જે કો આયે દેખતા હે સાહેવકી સરાહનાકે કહેતા હે આપ અરવાહકા આરામ હે
કોઉ કહે મીસ્ત હે આતોખીયા વસીયાંહાં કોઉ કહત વૈકુંઠ કેસે ધામ હે
ઇમાનસું જા આએ વસ્યા ઉનકે ઉર સોઇ શ્રી ગુંસાઇજીને રે એસા નીકા ગામ હે

ભીમભટ કૃત શ્લોક

ગોપુર ગોકુલેશ્ય સ્થાપિત વૈષ્ણુવૈકંવ તથૈવંસ સ્થિતિ
દિવ્ય ગ્રહાગણ શુભાવહં દીયતા દીયતા ચૈવ ભુજતા ભુજતા મીતી
શ્રીમદ ગોકુલનાથાના વૈષ્ણવા વિહર તુવે રૂષ્ટ પુષ્ટ જના કીર્ણ
માનીની વૃંદ સકલ પાદુકારાજ સત્માન સવ્યાસ ન વિભિ સિંત

શ્રીમદ ગોકુલનાથાના ક્રીડનં ભુવન મહત ભાવ રૂઢત દીઆના
સુખદ ભકિત વર્ધનં સેoતસ પ્રદ સેક કાલે તીથી સંજ્ઞક વત્સરે
શ્રાવણે નવમી બુધે શુકલ પક્ષે કૃત સ્થિતિ શુખાનિસંતુ
સર્વેષા વૈષ્ણવાના પ્રસિ કૃત શ્રીમદ ગોકુલનાથાન ભવ તુવેસ વર્ધન

હવે નારાયણજી કેશવજી કૃત

ષોડસ સંગાર વૃજનાર સબ સજી આઇ ફુલ ન સમાત સબ ભકતન કે ઉરમે
અતિ હી ઉત્સાહ નિત ઉત્સવ આનંદ હોએ ગાવત રસાલ ઘોલ સારંગી કે સુરમે
સાનુભાવ ભયો જબ પાંચ સાત ઔરનકુ બ્રાહ્મણકે નગારે બાજત સુરમા તુરમેં
મહેદ કૃપા કેવલ નારાયણ નીધી પાઇ શ્રી ગોકુલેશ વસે એ ગોકુલેશપુરમેં

બલરામ કીર્તન કૃત દોહા

પ્રભુ પ્રતાપ તિન રૂપ ધર્યો ગોકુલેશપુર ઠોર મંદ ભાગ્ય પ્રભુસો વિમુખસો કહેત ઓરકી ઓર
કલીકાલ મહામલ તે ન્યારો યહ સુખ ધામ વલ્લભ અપનનકુ કીયો ગોકુલેશપુર ઠામ
સેઠપુરા ગાંધીપુરા કહેત અજાને લોગ ગોકુલેશપુર આપુનો કીયો નામ સંજોગ
ગોકુલેશપુરકો મરમ જાન સોઇ જાને છીનુ બુદ્ધિ મુખ મલીનકો કીયો પ્રગટ નિદાને

ઈતીશ્રી 'ગોકુલેશપુર નિવાસ ચરીત્ર'
ન્યારાના ગોપાલદાસભાઇ વિરચિત
ગુજરાતી ભાષાએ વાર્તા કરી પરમ અનન્ય સ્વરૂપ નૈષ્ટિક
મહા ભાગ્યવાન ભગવદીયની
કૃપાએ કરી સુચનીકા
સરખી યથામતી
લીખી તે
સંપુર્ણ